# કાસમની વીજળી.

લેખક:—વીરા વસ્તા.

કાસમ તારી વીજળીરે ભર દરિયે વેરણુ થઇ,
શેઠ કાસમ તારી વીજળીરે ભરદરીએ વેરણુ થઇ.

ભુજ અંજારથી જુતીયું જાનું જાય છે મુંબઇ શહેર—કા૦
હિન્દુ મુસલમાન વાણીયા બેઠા જાય છે મુંબઈ શહેર—કા૦
દશ વાગ્યે ટીકીટું આપી અગીઆરે વેતી થઇ—કા૦
તેર જાનું સામટી જુતી બેઠા કેસરીયા વર—કા૦
ચઉદ વીશ માંહે શેઠીયા બેઠા છોકરાનો નહિ પાર—કા૦
અગીઆર વાગે આગબોટ હાંકી જાય છે મુંબઈ શહેર—કા૦
ઓતર દક્ષિણનાં વાયરાં વાવ્યાં દરિયે ડોલ્યાં વાણુ—કા૦
મોટાસાહેબની આગબોટું મળ્યું તારી વીજળી પાછીવાળ—કા૦
જાજ મ્હારૂં તું વાળ્યની પાછું રોગ તડાકો થાય—કા૦
પાછી વાળુ તો ભુમિકા લાજે રાખુ અલ્લાહ માથે ઈમાન—કા૦
આગ ઓલાણી કોલસા ખુટ્યા વીજળી પાછી વાળ—કા૦
મધ્ય દરિયે મામલો મચ્યો દરીયે ડોલ્યાં વાણુ—કા૦
સમુદ્રના મોજાં લાગ્યાં વીજળી ડોલ્યું ખાય—કા૦
ચશ્મા પેરીને માલમી જોવે પાણીનો નાવે પાર—કા૦
ટંડેલ કહે હવે શું કરશું ભાઇઓ વીજળી હાલકડોળ—કા૦
માણસોને તો હિંમત દીયો થાનાર હોય તે થાય—કા૦
કાબને કુવે મગળીયા લખ્યા જાય છે મુંબઈ શહેર—કા૦
હિન્દુ મુસલમાન માનતા માને પીર ઉતારે પાર—કા૦

દેવ દેરાની માનતા માને કોઇએ ન કરી વાર-કા૦
ભુજનો કામદાર માનતા માને પાંચ ભાગે રાજ-કા૦
ફ્રટય ભુંડી વીજળી તુને મારાં તેરસો માણુસ જાય-કા૦
વીજળી કે વાંક નહિ મારો લખ્યા છઠ્ઠીના લેખ-કા૦
મુંબઇ શહેરમાં માંડવા રોપ્યા ખોળલે વેંચી ખાંટ-કા૦
ઢોલ શરણાવું જોરથી વાગે જુવે જાનુંની વાટ-કા૦
સોળશે કન્યા ડુંગરે ચડીયું જુવે જાનુંની વાટ-કા૦
દેશ પરદેશથી તારો છુટયા વીજળી વેરણુ થાય-કા૦
વાણીયા વાંચે ને ભાટીયા વાંચે ઘરે ઘરે રૂંગા થાય-કા૦
પીઠી ચોળેલી લાડડી રૂવે માંડવે ઉઠી આગ્ય-કા૦
સગુ રૂવે એનું સાગવું રૂવે બેની રૂવે બારે માસ-કા૦
મોટા સાહેબે આગબોટું હાંકી પાણીનો નાવે પાર-કા૦
મોટા સાહેબે દુરબીન માંડી કિનારો નવ દેખાય-કા૦
સાહેબ મડમ દરીયો દારે પાણીનો નાવે પાર-કા૦
હાટે રૂવે હાટ વાણીયા ચોરે રૂવે ચારણુ ભાટ-કા૦

## સમાપ્ત.

હું કરૂં છું અરજી સાંભળવાની રાખો મરજી,
હિન્દમાંથી ગયું નાણું રેવા ન રહ્યું ઠેકાણું.
પ્રથમ રેલ આવી ફેસન ખાતું લાવી,
હિન્દને વટલાવી આ બીસ્કુટ લાવી-હું કરૂં.
રેલ કહે મેં સુખ આપ્યું ભિસ્રત ન લાગે થડકો,
બાળીને સીદ ભડકો હિન્દ થયો છે ફડકો-હું કરૂં.

નાટક વાળે ખેલ નાખ્યો ફીલમે દાટ વાળ્યો,
હોટલે કેર કીધો મોટરે આંક વાળ્યો—હું કરૂં.
નારીને ફેશનવાળી મોટરે ફરવા ચાલી,
ઈશ્ક મોજ માંણી તબેલા થયા છે ખાલી—હું કરૂં.
ગુલાબ તલ અંતર સાબુ લઈને નાવું,
હોટેલોમાં જાવું ઢેઢ ભંગી સાથે ખાવું—હું કરૂં.
ફેન્સી પેરે પોલકા પેરે લાલ સાડી,
હીરા બંગડીયું પેરી ફરવા જાવું દાડી—હું કરૂં.
દીવાનખાનું રાખ્યું જાડું પેલું આપ્યું,
નાહક વેર્યો પાણો ખાવા ન રહયો દાણો—હું કરૂં.
અઢીનું લીધું કપડું સીલાઇના સાત આપે,
ઘરમાં છે ભુખ જાજી દુઃખના દીન કાપે—હું કરૂં.
ફેશને કેર કીધો મોટરમાં ફરવા જાઉં,
ઘરબાર મેલી હોટલમાં જઇ ખાવું—હું કરૂં.
સવારે વેલો ઉઠયો આવ્યો નીચે ચાલી,
હોટલમાંહી ધુસ્યો ચાહની લેહ લાગી—હું કરૂં.
હોટલવાળાએ પુછ્યું શું શું તમારે ખાવું,
મિસ્તર ઓર્ડર આપો કઇ કઇ ચીજ લાવું—હું કરૂં.

બ્રિટિશ આવ્યો ભારી
સુરતમાં કોઠા ડારી
વેપાર બહુ ચલાવી દિધો હિન્દને દબાવી. ૧
કમાલ કલાઇવે કીધી
સત્તા સ્વતંત્ર લીધી
કરી ગર્જના વીર બેંકી કાઢયા ડચ લોકોને હાંકી ૨

સત્તા જમાવી પુરી
લેશ નહિ મુકી અંધુરી
નિયત કરી છે ખોટી હેસ્ટિંગ્ઝે ચલાવી સોટી ૩
બળવો થયો તો ભારી
ગભરાયા નરનારી
કોઈની ન ફાવે કારી દુઃખ ઉપજ્યું તું ભારી ૪
શોર પહોંચ્યો છે બ્રહ્માંડે
થયું જાણ ઇંગ્લાન્ડે
મહારાણીશ્રી વિચારે દુઃખ ઉપજ્યું છે ભારે ૫
વિચારે દયાની દેવી
આજ કોપ્યો મુજ ભાવી
ખુદાએ મુને તાવી હવે બળવો દે સમાવી ૬
ભરાવ્યું મ્હને પાણી
ખુદાએ દિલ જાણી
ઉઠીને મહારાણી આવ્યાં શરણે હિન્દ રાણી ૭
હિન્દ શાન્ત કીધું
અમૃત પાન પીધું
મુખ દ્વારા તરણું લીધું આમયં વચન દીધું ૮
વિકટોરીયા મહારાણી
થઇ હતી ન કોઇ જાણી
જાતાં હિન્દને ખોટ જણાણી કરે રૂદન સ્વર તાણી ૯
લેખકઃ–J. C. Meheta

મન્દિરમે હોત " મુહમ્મદ " મસ્જીદમે હોવે,
તબ દેશકા ભલા હો ઝઘડા તમામ હોવે.
ડમરૂભી શમ્ભુ તેરા પઢતા દરૂદ હોવે " રામ, "
શંખોકે નાદમેંભી હોતી અઝાત હોવે.
મુરલી તુમ્હારી મોહન કલ્મા સુના રહી હોવે,
મુલ્લાંકી બાંગમેં ફિર ગોવિન્દ ગાન હોવે.
જબ ઈદકા સબેરા આવે યહાં કભીભી,
ગૌકી જગા ગોપાલા કુરબાનું જાન હોવે.
કતલકી બેટકો જબ બકરાલે આઓ કોઈ,
ગરદન ઝુકાએ આગે બેઠા પઠાન હોવે.
તસ્બીકે 'દાને' દાને ઝુલારસે બધે હોવે,
હિન્દુ ' રહિમે ' રબહો મુસ્લીમકા રામ હોવે.
અલ્લા ઓગ કાલે ઝન્ડા ભારત ઉદ્ધારનેકો,
નિકલંક મસિહ મહેદી ઝાહિર ઈમામ હોવે.

## ઢોલામારૂના દુહા.

ઢોલો પોવરાવે પોતીયા મારૂય ખાન ન ખાય
ખોડા થાની ઢોલાના કરલીયા ઢોલો ગામ ન જાય
ખોડો થાંઉ તો ડામ ખાઉં બાંધ્યો ભુખે મરૂ
જાઉં ઢોલાના આસરે તો હરીયા મગ ચરૂં

## સાંઢય અને ઢોલાની સ્ત્રી કહે છે.

ડંભાવું ભુખે ડંભારણે સીચાવું હાંપેલ તેલ
બંધાવું ઉંડે ભોંયરે નિરાવું નાગર વેલ

આટલુ વીનવતા છતાં સાંઢયે ન માન્યું ત્યારે ઢોલાની સ્ત્રીએ ત્રાક પગમાં ખુસાડી દીધી.

દુહો.

દીગયો દર ડુંગરે હરણ્યું પુગી હલાર
ફટય ફાળી સાંઢયના કરલીયા તે રણમાં રાખ્યા રાય

ઢોલાનાં વચન સાંભળી સાંઢય બોલે છે.

દુહો.

તાંણી બાંધ્યને તગડી ઢીલી મેલ્યને વાઘ
કાઢ ને ડાબા પગમાંની ત્રાકડી તો મારૂય ભેટડું આજ

સાંઢયના વચન સાંભળી ઢોલો તે પ્રમાણે કરે છે અને સ્વાર થઈ ચાલતી પકડે છે. ત્યાં એક ભેદી ભરવાડ કહે છે કેઃ—

દુહો.

બુઢી થઇ છે મારૂય ધોળા થયા છે કેશ
ગયો મોઢાનો મૃગલ્યો ગયો છે બાળો વેશ

ભેદી ભરવાડના વચન સાંભળી નિરાશ વદને ઢોલો પાછો ફરે છે. ત્યાં દ્વિતિય વ્યક્તિ શબ્દોચ્ચાર કરે છે.

દુહો.

મારૂય જેસી પતળી જેસી ખાડાની ધાર
સેજે આવતી લડથડે કટકા થાય દો ચાર

દ્વિતિય વ્યક્તિના વચન સાંભળી ઢોલો પાછો ફર્યો અને ગામ ગગોરે આવી બેઠો સાંઢયને છુટી મુકી પોતે નિદ્રાધિન થયો સાંઢય તૃષાતુર હોવાથી જળાશય શોધતી એક વીરડા નજદીક આવી લાગી. એજ વખતે મારૂય ત્યાં

પાણી ભરી રહી છે. સાંઢય પાણી પીવા મોઢું નિચું નમાવે છે ત્યાં મારૂય દેગડીનો પ્રહાર કરે છે ત્યારે સાંઢય કહે છે.

## દુહો.

મારૂય મારૂય શું કરૂં મારૂય ઘેલડીયા
પાણી પીતો ઢોલાનો કરહીયો મુને ના માર તાંબડીયા

સાંઢયના વચન સાંભળી મારૂય શોક મિશ્રીત શબ્દોચાર કરે છે.

## દુહો.

મેં જાણ્યો રબારી રાયકો જાણ્યો ચારણ ભાટ
એ જાણ્યો હોત ઢોલાનો કરહીયો તો પહલીએ પાણી પાત

ત્યારબાદ મારૂય હર્ષભેર ઢોલાને પોતાને મહેલે લઇ જાય છે અને ઉભયજણ પ્રયણ ક્રીડા કરે છે આવું દ્રષ્ય દેખી મારૂયની દાસી કહે છે.

## દુહો.

કુંજડીયું કરલાણીયું ટોળે ટોળે ત્રીસ
મારૂય ને ઢોલો સાંભર્યો ઉરે ભાગી ઇસ
મારૂય નાય ગંગાજળ ઉભી વેણુ સુકાય
ચંદન કેરે લાકડે જેમ નાગ જપેટા ખાય
મારૂય ચાલી મોલ પર છુટાં મેલી કેશ
કોઇ છત્રપતિ ચાલીયો જાણું નમાવા દેશ

મારૂય હર્ષભેર ઢોલાને આલીગન દઇ રહી છે. કિન્તુ ઢોલો લજ્જીત વદને મારૂય સામુ આડી નજરે જોઇ રહયો છે ઢોલાની વર્તમાન સ્થિતી જોઇ મારૂય કહે છે.

દુહો.

મારૂ ને ઢોલો લડયા લવીંગની લાકડીએ

ઢોલે મારૂને માર્યો કુલન કેરી પાંખડીએ

જ્યારે ઉભય જણુ હર્ષભેર આનંદ કરી રહ્યા છે. ત્યાં સાંઢયની નજર તેઓ પર જાય છે. અને તેને ઉદેશીને કહે છે.

દુહો.

કાળે માથે માનવી ભગરે માથે ઉંટ

ન ગણ્યાં માણુસનો ગણુ કર્યો તો

તાણી બાંધ્યા હુઠય

સાંઢયના વચન સાંભળી મારૂય સેવકોને આજ્ઞા આપે છે. સેવકો સાંઢયના ખોરાક વાસ્તે કાંટા ખીજડો આદી અસ્ત્રાદિન વસ્તુ લાવી આપે છે ત્યારે સાંઢય ક્રોધ પુર્વક ગર્જે છે.

દુહો.

કાંટા ન ચરે કરલીયો ચરે સાળાં અને બીજા ઉંટ

લલેરો લાંઘણુ કરે જેણે ચાખેલ ચંદન રૂપ

જ્યારે સાંઢયના ઉપરના ઉપલામ્ભો સાંભળી તેને મન વાંચ્છીત ખોરાક લાવી આપે છે.

સમાપ્ત.

પ્રત ૩૦૦૦. આવૃત્તિ ૨જી. સંવત ૧૯૮૫. સને ૧૯૨૯

કીંમત ૦—૦—૬

પ્રકાશક—વીરા વસ્તા. મુકામ ગોરડકું. (કાઠીઆવાડ)

રોયલ પ્રી. પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપી

કાલુપુર, કપાસીઆ બજાર, અમદાવાદ.